पूर्व्यादिपदानि स्तम्भादि पदानीव सदर्थविषयाणि, किं वा शशशृङ्गादिपदानीव असदर्थविषयाणि? इति पर्यालोचनीयमिति।१। तथा—द्रव्यप्रमाणम्=आनुपूर्व्यादिपदवाच्यानां द्रव्याणां प्रमाणं=संख्यास्वरूपं पर्यालोचनीयम्।२। च पुनः क्षेत्रम्=आनुपूर्व्यादिपदवाच्यद्रव्याणाम् आधारस्वरूपं वक्तव्यम्। कियति क्षेत्रे तानि भवन्तीति चिन्तनीयमिति भावः।३। तथा—स्पर्शना च पर्यालोचनीया। तानि द्रव्याणि कियत् क्षेत्रं स्पृशन्तीति चिन्तनीयमिति भावः।४। तथा—कालश्च वक्तव्यः—

होते हैं, उस प्रकार से ये आनुपूर्वी आदि पद असदर्थ विषयक नहीं हैं किन्तु जिस प्रकार स्तम्भ आदि पद स्तम्भ आदिरूप अपने वास्तविक अर्थ को विषय करने वाले होते हैं उसी प्रकार से आनुपूर्वी आदि पद यथार्थरूपसे अपने सदर्थ को विषय करने वाले हैं। इस प्रकार विद्यमान पदार्थ विषयकपद की प्ररूपणा का नाम सत्पदप्ररूपणता है। यह सत्पदप्ररूपणा अनुगम करते समय प्रथम कर्तव्य होती है। इसलिये उसे अनुगम के भेदों में प्रथम स्थान दिया गया है। द्रव्य प्रमाण में आनुपूर्वी आदि पदों के द्वारा जिन द्रव्यों को कहा जाता है उनकी संख्या कितनी है इसका विचार होता है? क्षेत्र में—आनुपूर्वी आदि पदों द्वारा कथित द्रव्यों का आधाररूप क्षेत्र विचारित होता है—अर्थात् ये आनुपूर्वी आदि द्रव्य कितने प्रमाण क्षेत्र में होते हैं ऐसा विचार किया जाता है। स्पर्शन में ये आनुपूर्वी आदि द्रव्य कितने क्षेत्र को स्पर्श करते हैं

પ્રરૂપણા કરવી તે અસદર્થ પ્રરૂપણા છે, કારણ કે તેને શિંગડાં જ હોતાં નથી પરન્તુ આનુપૂર્વી આદિ પદ અસદર્થ વિષયક હોતા નથી પણ સદર્થ વિષયક હોય છે. જેવી રીતે સ્તમ્ભ આદિ પદ સ્તમ્ભ આદિ રૂપ પોતાના વાસ્તવિક અર્થને વિષય કરનારા (પ્રતિપાદન કરનારા) હોય છે, એજ પ્રમાણે આનુપૂર્વી આદિ પદ યથાર્થ રૂપે પોતાના સદર્થને વિષય કરનારા હોય છે. આ રીતે વિદ્યમાન પદાર્થવિષયક પદની પ્રરૂપણાનું નામ 'સત્પદપ્રરૂપણતા' છે, આ સત્પદપ્રરૂપણા અનુગમ કરતી વખતે પહેલાં કરવા યોગ્ય હોય છે. તેથી તેને અનુગમના ભેદોમાં પહેલું સ્થાન આપવામાં આવ્યું છે. ૧

દ્રવ્યપ્રમાણમાં એ વિચાર કરવામાં આવે છે કે આનુપૂર્વી આદિ પદો દ્વારા જે દ્રવ્યોનું કથન કરવામાં આવે છે તેમની સંખ્યા કેટલી છે. ૨

ક્ષેત્રમાં—આનુપૂર્વી આદિ પદો દ્વારા કથિત દ્રવ્યોના આધાર રૂપ ક્ષેત્રનો વિચાર કરવામાં આવે છે—એટલે કે એ આનુપૂર્વી આદિ દ્રવ્ય કેટલા પ્રમાણવાળા ક્ષેત્રમાં હોય છે, એવો વિચાર કરવામાં આવે છે. ૩

तेषां द्रव्याणां स्थितिलक्षणः कालश्च प्ररूपणीयः ॥५॥ तथा-अन्तरं वक्तव्यम्। विवक्षितस्वभावपरित्यागे सति पुनस्तद्भावप्राप्तिविरहलक्षणमन्तरं प्ररूपणीयमिति भावः। द्रव्यस्य विवक्षितस्वभावपरित्यागे सति पुनस्तद्भावप्राप्तौ च मध्ये यः कालः सोऽन्तरमुच्यते, इति बोध्यम्।६॥ तथा-भागश्च वक्तव्यः। आनुपूर्वीद्रव्याणि शेषद्रव्याणां कस्मिन् भागे वर्त्तन्ते, इत्येवं भागः प्ररूपणीय इति भावः ॥७॥ तथा भावः प्ररूपणीयः। आनुपूर्वीद्रव्याणि कस्मिन् भावे वर्त्तन्ते इत्येवं रूपो भावो वक्तव्य इत्यर्थः ॥८॥ तथा-अल्पबहुत्वं चैव=चापि वक्तव्यम्। आनुपूर्व्यादिद्रव्याणां

---

ऐसी पर्यालोचना होती है। क्षेत्र में केवल आधारभूत आकाश ही लिया जाता है और स्पर्शनता में आधार क्षेत्र के चारों तरफ के आकाश प्रदेश जो आधेय के द्वारा छुये गये हों वे भी लिये जाते हैं। आनुपूर्वी आदि द्रव्यों की स्थिति का विचार यह काल है। अनुगम में आनुपूर्वी आदि द्रव्यों कि स्थिति कितनी है इस बात की पर्यालोचना की जाती है अन्तर नाम विरह काल का है। विवक्षित पर्याय के परित्याग हो जाने पर पुनः उसी पर्याय की प्राप्ति होने में जो बीच में अन्तर पडता है उसका नाम विरह काल है। अनुगम में इस अन्तर की प्ररूपणा करना आवश्यकीय माना गया है। आनुपूर्वी द्रव्यशेष द्रव्यों के किस भाग में रहते हैं इस प्रकार के भाग की भी प्ररूपणा अनुगम में कर्तव्य होती है आनुपूर्वी आदि द्रव्य किस भाव में रहते हैं इस प्रकार की प्ररूपणा का नाम भाव है। न्यूनाधिकता

---

સ્પર્શન અનુગમમાં એવો વિચાર કરવામાં આવે છે કે તે આનુપૂર્વી આદિ દ્રવ્ય કેટલા ક્ષેત્રને સ્પર્શ કરે છે ક્ષેત્રમાં કેવળ આધારભૂત આકાશ જ લેવામાં આવે છે અને સ્પર્શનામાં આધાર ક્ષેત્રની ચારે તરફના જે આકાશ પ્રદેશો આધેય દ્વારા સ્પૃષ્ટ થયા હોય, તેમને પણ લેવામાં આવે છે આનુપૂર્વી આદિ દ્રવ્યોની સ્થિતિનો વિચાર કરવો તેનું નામ 'કાળઅનુગમ' છે. કાળઅનુગમમાં આનુપૂર્વી આદિ દ્રવ્યોની સ્થિતિ કેટલી છે, એ વાતની પર્યાલોચના (વિચારણા) કરવામાં આવે છે વિરહકાળને અન્તર કહે છે. વિવક્ષિત (અમુક) પર્યાયનો પરિત્યાગ થઈ ગયા બાદ ફરીથી એજ પર્યાયની પ્રાપ્તિ થવામાં વચ્ચે જેટલું અન્તર પડે છે તેટલા અન્તરને વિરહકાળ કહે છે. અનુગમમાં આ અન્તરની પણ પ્રરૂપણા કરવાનું આવશ્યક ગણાય છે.

આનુપૂર્વી દ્રવ્યો શેષ (બાકીના) દ્રવ્યોના કયા ભાગમાં રહે છે, તે પ્રકારના ભાગની પણ પ્રરૂપણા અનુગમમાં કરવી પડે છે. ૭ આનુપૂર્વી આદિ દ્રવ્યો કયા ભાવમાં રહે છે, તે પ્રકારની પ્રરૂપણાનું નામ ભાવઅનુગમ છે. ન્યૂનાધિકતાનું નામ અલ્પબહુત્વ છે દ્રવ્યાર્થિક નયને આધારે, પ્રદેશાર્થતાને

द्रव्यार्थताऽऽश्रयणेन प्रदेशार्थताऽऽश्रयणेन तदुभयार्थताऽऽश्रयणेन च परस्परं स्तोकबहुत्वचिन्तालक्षणम् अल्पबहुत्वं चाऽपि प्ररूपणीयमिति भावः ।।९।। प्रकृतमुपसंहरन्नाह–'से तं' इत्यादि। स एष अनुगम इति ।।सू० ८१।।

इत्थं संक्षेपतोऽर्थमभिधाय विस्तरेणार्थमभिधातुकामः सूत्रकारोऽनुगमस्य नवसु भेदेषु सत्पदप्ररूपणारूपं प्रथमं भेदमाह—

**मूलम्—णेगमववहाराणं आणुपुव्वीदव्वाइं किं अत्थि नत्थि? णियमा अत्थि, णेगमववहाराणं अणाणुपुव्वीदव्वाइं किं अत्थि णत्थि?, णियमा अत्थि, णेगमववहाराणं अवत्तव्वगदव्वाइं किं अत्थि णत्थि? णियमा अत्थि ।।सू० ८२।।**

---

का नाम अल्पबहुत्व है। द्रव्यार्थिकनय के आश्रय से प्रदेशार्थता के आश्रय से और तदुभय–द्रव्यार्थिक प्रदेशार्थिक इन दोनों के आश्रय से इन आनुपूर्वी आदि द्रव्यों में जो स्तोक बहुत का विचार है वही अल्पबहुत्व है। अनुगम में इस अल्पबहुत्व की भी प्ररूपणा कर्तव्य होती है। (से तं अणुगमे) इस प्रकार यह अनुगम का स्वरूप है।

भावार्थ—सूत्रार्थ के अनुकूल अथवा अनुरूप व्याख्यान का नाम अनुगम है। इस अनुगम में इन नौ ९, विषयों का विचार किया जाता है। इसलिये वह अनुगम सत्पद प्ररूपणा आदि के भेद से नौ प्रकार का कहा गया है। इन सत्पद प्ररूपणता आदि का क्या स्वरूप है इसे स्वयं सूत्रकार विस्तार से आगे सूत्रों द्वारा स्पष्ट करते हैं। ।। सू० ८१।।

---

આધારે અને તદુભય (તે બન્ને)–દ્રવ્યાર્થિક અને પ્રદેશાર્થિક એ બન્નેને આધારે આ આનુપૂર્વી આદિ દ્રવ્યોમાં જે અલ્પત્વ અને બહુત્વનો વિચાર કરવામાં આવે છે તેનું નામ જ અલ્પબહુત્વ છે અનુગમમાં આ અલ્પબહુત્વની પ્રરૂપણા પણ કરવા યોગ્ય ગણાય છે (से तं अणुगमे) આ પ્રકારનું અનુગમનું સ્વરૂપ છે.

ભાવાર્થ–સૂત્રાર્થને અનુકૂળ અથવા અનુરૂપ વ્યાખ્યાનનું નામ અનુગમ છે. તે અનુગમમાં ઉપર્યુક્ત નવ વિષયોનો વિચાર કરવામાં આવે છે, તેથી તે અનુગમમાં સત્પદ પ્રરૂપણા આદિ નવ ભેદ કહ્યા છે આ સત્પદ પ્રરૂપણા આદિના સ્વરૂપનું વિસ્તાર પૂર્વકનું નિરૂપણ સૂત્રકાર પોતે જ આગળના સૂત્રોમાં કરવાના છે, તેથી અહીં તેનો ભાવાર્થ સંક્ષિપ્તમાં આપવામાં આવ્યો છે. ।।સૂ૦૮૧।।

छाया—नैगमव्यवहारयोः आनुपूर्वीद्रव्याणि किं सन्ति न सन्ति? नियमात् सन्ति। नैगमव्यवहारयोः अनानुपूर्वी द्रव्याणि किं सन्ति न सन्ति? नियमात् सन्ति। नैगमव्यवहारयोः अवक्तव्यकद्रव्याणि किं सन्ति न सन्ति? नियमात् सन्ति॥सू०८२॥

टीका—'नेगमववहाराणं' इत्यादि। व्याख्या निगदसिद्धा ॥सू०८२॥

---

इस प्रकार संक्षेप से सत्पदप्ररूपणा आदि का अर्थ कहकर अब सूत्रकार विस्तार से उनका अर्थ कहने की इच्छा से अनुगम के नौ भेदों का कथन करते हैं–'नेगमववहाराणं' इत्यादि।

शब्दार्थ—(नेगमववहाराणं आणुपुव्वीदव्वाइं किं अत्थि नत्थि?) नैगमव्यवहारनयसंमत आनुपूर्वी द्रव्य क्या है या नहीं हैं?

(णियमा अत्थि) उत्तर–अवश्य हैं। (नेगमववहाराणं अणाणुपुव्वी दव्वाइं किं अत्थि णत्थि?) नैगम व्यवहारनयसंमत अनानुपूर्वी द्रव्य हैं या नहीं हैं? उत्तर–(णियमा अत्थि) नियम से हैं–अवश्य हैं–(नेगमववहाराणं अवत्तव्वगदव्वइं किं अत्थि? णत्थि?–णियमा अत्थि) नैगम व्यवहारानय संमत अवक्तव्यक द्रव्य हैं या नहीं हैं?

उत्तर—नियमतः हैं।

भावार्थ—सूत्रकार ने इस सूत्रद्वारा नैगम व्यवहारनय संमत आनुपूर्वी आदि द्रव्य हैं? यह बात नियमपद से जोर के साथ प्रकट की है

---

આ પ્રમાણે અનુગમના સત્પદપ્રરૂપણ. આદિ ભેદોનો અર્થ સંક્ષિપ્તમાં સમજાવીને હવે સૂત્રકાર તે નવે ભેદોનો અર્થ વિસ્તારપૂર્વક સમજાવવા માગે છે. તેથી તેઓ સત્પદપ્રરૂપણુતા રૂપ તેના પ્રથમ ભેદનું નીચેના સૂત્ર દ્વારા નિરૂપણ કરે છે—"नेगमववहाराणं" ઈત્યાદિ—

શબ્દાર્થ–પ્રશ્ન–(नेगमववहाराणं आणुपुव्वी दव्वाइं किं अत्थि नत्थि?) નૈગમ અને વ્યવહાર નયસંમત આનુપૂર્વી દ્રવ્યો છે કે નથી?

ઉત્તર–(णियमा अत्थि) અવશ્ય છે જ.

પ્રશ્ન–(नेगमववहाराणं अणाणुपुव्वी दव्वाइं किं अत्थि णत्थि?) નૈગમવ્યવહારનયસંમત અનાનુપૂર્વી દ્રવ્યો શું છે કે નથી?

ઉત્તર–(णियमा अत्थि) નિયમથી જ એટલે કે અનાનુપૂર્વી દ્રવ્યોનું અસ્તિત્વ પણ અવશ્ય છે જ.

ભાવાર્થ–સૂત્રકારે આ સૂત્રદ્વારા નૈગમવ્યવહાર નયસંમત આનુપૂર્વી આદિ દ્રવ્યોનું અસ્તિત્વ હોવાનું પ્રતિપાદન કર્યું છે. "તેમનું અસ્તિત્વ નિયમથી જ છે," આ પ્રકારના કથન દ્વારા તેમણે આ વાતને ભારપૂર્વક

अथ द्रव्यप्रमाणरूपं द्वितीयभेदमाह—

मूलम्—नेगमववहाराणं आणुपुव्वीदव्वाइं किं संखिज्जाइं असंखिज्जाइं अणंताइं ?, नो संखिज्जाइं नो असंखिज्जाइं अणंताइं। एवं अणाणुपुव्वीदव्वाइं अवत्तव्वगदव्वाइं च अणंताइं भाणियव्वाइं॥सू०८३॥

छाया—नैगमव्यवहारयोरानुपूर्वी द्रव्याणि किं संख्येयानि असंख्येयानि अनन्तानि? नो संख्येयानि नो असंख्येयानि अनन्तानि। एवम् अनानुपूर्वी द्रव्याणि अवक्तव्यकद्रव्याणि च अनन्तानि भणितव्यानि ॥सू०८३॥

टीका—'नेगमववहाराणं' इत्यादि।

नैगमव्यवहारसम्मतानि आनुपूर्वीद्रव्याणि किं संख्येयानि सन्ति? किमसंख्येयानि सन्ति? किंवाऽनन्तानि सन्ति? इति प्रश्नः। उत्तरयति-आनुपूर्वीद्रव्याणि नो संख्येयानि सन्ति, नो असंख्येयानि सन्ति। अपि तु अनन्तानि सन्ति।

---

अर्थात् वे जोर देकर यह कह रहे हैं कि ये आनुपूर्वी आदि द्रव्य सत्ता विशिष्ट हैं। ऐसे नहीं हैं, कि ये नहीं हैं। ॥ सूत्र० ८२ ॥

'नेगमववहाराणं' इत्यादि ।

शब्दार्थ-(नेगमववहाराणं आणुपुव्वी दव्वाइं किं संखिज्जाइं असंखिज्जाइं अणंताइं ?) नैगमव्यवहारनय संमत अनेक आनुपूर्वी द्रव्य संख्यात हैं ? या असंख्यात हैं ? या अनन्त हैं ?

उत्तर-(नो संखिज्जाइं नो असंखिज्जाइं) नैगमव्यवहारनय संमत आनुपूर्वी द्रव्य न संख्यात हैं और न असंख्यात हैं किन्तु (अणंताइं)

---

પ્રકટ કરી છે એટલે કે તેઓ ભારપૂર્વક એવું કહે છે કે આનુપૂર્વી આદિ દ્રવ્યો સત્તાવિશિષ્ટ છે-તે દ્રવ્યોનું અસ્તિત્વ અવશ્ય છે. જ. તેઓ અવિદ્યમાન નથી એમ સમજવું ॥ સૂ૦૮૨ ॥

"नेगमववहाराणं आणुपुव्वी" ઇત્યાદિ—

શબ્દાર્થ-(नेगमववहाराणं आणुपुव्वी दव्वाइं किं संखेज्जाइं, असंखिज्जाइं अणंताइं ?) નૈગમવ્યવહાર નય સંમત અનેક આનુપૂર્વી દ્રવ્યો શું સંખ્યાત છે, કે અસંખ્યાત છે, કે અનંત છે?

ઉત્તર-(नो संखिज्जाइं नो असंखिज्जाइं, अणंताइं) નૈગમ અને વ્યવહારનયસંમત આનુપૂર્વી દ્રવ્યો સંખ્યાત પણ નથી, અસંખ્યાત પણ નથી,

एवम् अनानुपूर्वीद्रव्याणि अवक्तव्यकद्रव्याणि च अनन्तानि विज्ञेयानि। इदमत्र बोध्यम्-इहानुपूर्व्यनानुपूर्व्यवक्तव्यकद्रव्येषु प्रत्येकमनन्तान्यनन्तानि एकैकस्मिन्नप्याकाशप्रदेशे लभ्यन्ते, किं पुनः सर्वलोके। अतः संख्येयासंख्येयप्रकारद्वयं निषिध्य त्रिष्वपि स्थानेष्वानन्त्यमेवोच्यते। असंख्येये लोके कथमनन्तानि द्रव्याणि तिष्ठन्तीति न शङ्कनीयम्? पुद्गलपरिणामस्य अचिन्त्यत्वात्, दृश्यते हि-एक प्रदीपप्रभा परमाणुव्याप्तेषु एकगृहान्तर्वर्त्याकाशप्रदेशेषु अनेकापरप्रदीपप्रभा-

---

अनन्त हैं। (एवं अणाणुपुव्वी दव्वाइं अवत्तव्वगदव्वाइं च अणंताइं भाणियव्वाइं) इसी प्रकार से यह भी जानना चाहिये कि अनानुपूर्वी द्रव्य और अवक्तव्यकद्रव्य भी अनंत हैं। संख्यात-असंख्यात नहीं हैं। इस कथन का यह भाव है कि आनुपूर्वी और अवक्तव्यक इन द्रव्यों में प्रत्येक आनुपूर्वी आदि द्रव्य अनन्त २ हैं। और प्रत्येक ये एक २ भी आकाश के प्रदेश में अनन्त अनन्त पाये जाते हैं। सर्वलोक की तो बात ही क्या है। इसलिये ये न संख्यात हैं और न असंख्यात हैं इसलिये इन तीनों में दोनों प्रकारता का निषेध कर अनन्तता की स्थापना की गई है। यहां ऐसी शंका नहीं करनी चाहिये कि असंख्यात प्रदेशी आकाश रूप क्षेत्र में अनंत आनुपूर्वी आदिद्रव्य कैसे ठहर सकते हैं क्यों कि पुद्गल का परिणमन अचिन्त्य होता है। यह तो हम अपनी आंखों से देखते हैं कि एक प्रदीप की प्रभा से व्याप्त एक गृहान्तवर्ती-आकाश के प्रदेशों में

---

પરન્તુ અનંત છે (एवं अणाणुपुव्वीदव्वाइं अवत्तव्वगदव्वाइं च अणंताइं भाणियव्वाइं) એજ પ્રમાણે અનાનુપૂર્વી દ્રવ્યો પણ અનંત છે અને અવક્તવ્યક દ્રવ્યો પણ અનંત છે, એમ સમજવું જોઈએ તે બન્ને પ્રકારના દ્રવ્યો સંખ્યાત પણ નથી અને અસંખ્યાત પણ નથી આ કથનનો ભાવાર્થ એ છે કે આનુપૂર્વી અનાનુપૂર્વી અને અવક્તવ્યક આ દ્રવ્યોમાંના આનુપૂર્વી આદિ દ્રવ્યો અનંત-અનંત છે. તે પ્રત્યેકનો એક એક આકાશપ્રદેશમાં પણ અનંત અનંત રૂપે સદ્ભાવ હોય છે. તો પછી સર્વલોકની તો વાત જ શી કરવી! તે કારણે તેમને સંખ્યાત પણ કહ્યા નથી અને અસંખ્યાત પણ કહ્યા નથી આ રીતે ત્રણેમાં બન્ને પ્રકારતાનો નિષેધ કરીને અનંતતાનું જ પ્રતિપાદન કરવામાં આવ્યું છે.

અહીં એવી શંકા કરવી ન જોઈએ કે અસંખ્યાત પ્રદેશી આકાશ રૂપ ક્ષેત્રમાં અનંત આનુપૂર્વી આદિ દ્રવ્યો કેવી રીતે રહી શકે છે, કારણ કે પુદ્ગલનું પરિણમન અચિંત્ય હોય છે. એ તો આપણે આપણી આંખો વડે જોઈ શકીયે છીએ કે એક પ્રદીપ (દીપક) ની પ્રભાથી વ્યાપ્ત એક ગૃહાન્તવર્તી-(ઘરની અંદર)

परमाणूनामप्यवस्थानम्। न चाक्षिदृष्टेऽप्यर्थेऽनुपपत्तिः, अतिप्रसङ्गात्। अत आनुपूर्व्यादि द्रव्याणामानन्त्ये न कश्चिद् दोष इति ॥सू० ८३॥

दूसरे ओर भी अनेक प्रदीपों की प्रभा के परमाणुओं का अवस्थान हो जाता है। आँखों देखे हुये अर्थ में शंका करने जैसी कोई बात ही नहीं होती है। नहीं तो, अतिप्रसंग नाम का दोष आता है। इसलिये आनुपूर्वी आदि अनन्त द्रव्यों को असंख्यात प्रदेशी आकाश में अवस्थित होने में कोई बाधा नहीं आती है। और न आनुपूर्वी आदि द्रव्यों को अनंत मानने में कोई आपत्ति आती है।

भावार्थ- सूत्रकार ने अनुगम का द्वितीय भेद जो द्रव्य प्रमाण है उसके विषय में यह निर्णय किया है उसमें आनुपूर्वी आदि द्रव्यों का प्रमाण अनन्त है ऐसा निर्देश कर ऐसा स्पष्ट किया है कि असंख्यात प्रदेशी आकाश लोकाकाश-में इनका अवगाहन बाधित नहीं हो सकता है क्योंकि पौद्गलिक परिणाम अचिन्त्य होता है। एकही घर के भीतर में रहे हुये आकाश में हम देखते हैं कि अनेक प्रदीप प्रभा के परमाणु समा जाते हैं। इसी प्रकार से अवगाहन शक्ति के योग से और परिणमन की विचित्रता से एक भी आकाश के प्रदेश में अनन्त आनुपूर्वी आदि द्रव्यों का अवगाहन बाधित नहीं होता है। ॥सू० ८३॥

રહેલ આકાશના પ્રદેશોમાં બીજાં પણ અનેક પ્રદીપોની પ્રભાના પરમાણુઓનું અવસ્થાન (નિવાસ) થઈ જાય છે. આંખો વડે જોયેલા વિષયમાં શંકાને કોઈ અવકાશ જ રહેતો નથી નહીં તો. અતિપ્રસંગ નામનો દોષ આવે છે. તેથી આનુપૂર્વી આદિ અનંત દ્રવ્યોનું અસંખ્યાત પ્રદેશી આકાશમાં અવસ્થાન થવામાં કોઈ બાધા (મુશ્કેલી, અવરોધ) રહેતી નથી અને આનુપૂર્વી આદિ દ્રવ્યોને અનંત માનવામાં પણ કોઈ વાંધો સંભવતો નથી.

ભાવાર્થ-સૂત્રકારે અનુગમના દ્રવ્યપ્રમાણ નામના બીજા ભેદનું આ સૂત્ર દ્વારા નિરૂપણ કર્યું છે. તેમાં એવું કહેવામાં આવ્યું છે કે આનુપૂર્વી આદિ દ્રવ્યો અનંત છે. આ પ્રકારનું પ્રતિપાદન કરીને એવી સ્પષ્ટતા કરવામાં આવી છે કે અસંખ્યાતપ્રદેશી આકાશમાં-લોકાકાશમાં તેમની અવગાહના હોવાની વાત સ્વીકારવામાં કોઈ પણ પ્રકારનો વાંધો સંભવી શકતો નથી, કારણ કે પૌદ્ગલિક પરિણામ અચિન્ત્ય હોય છે. એક જ ઘરની અંદર રહેલા આકાશમાં (અવકાશમાં) અનેક પ્રદીપોની પ્રભાના પરમાણુઓનો સમાવેશ થઈ જાય છે, એ વાત તો આપણે આપણી આંખો વડે જ જોઈ શકીએ છીએ. એજ પ્રમાણે અવગાહનશક્તિના યોગથી અને પરિણમનની વિચિત્રતાથી આકાશનાં એક પ્રદેશમાં પણ અનંત આનુપૂર્વી આદિ દ્રવ્યોનું અવગાહન (સમાવેશ) માનવામાં કોઈ આપત્તિ સંભવી શકતી નથી. ॥સૂ૦૮૩॥

सम्प्रति क्षेत्ररूपं तृतीयभेदमाह—

मूलम्—नेगमववहाराणं आणुपुव्वी दव्वाइं लोगस्स किं संखिज्जइभागे होज्जा, असंखिज्जइभागे होज्जा, संखेज्जेसु भागेसु होज्जा, असंखेज्जेसु भागेसु होज्जा, सव्वलोए होज्जा? एगं दव्वं पडुच्च संखेज्जइभागे वा होज्जा, असंखेज्जइभागे वा होज्जा संखेज्जेसु भागेसु वा होज्जा, असंखिज्जेसु भागेसु वा होज्जा, सव्वलोए वा होज्जा। णाणादव्वाइं पडुच्च नियमा सव्वलोए होज्जा। नेगमववहाराणं अणाणुपुव्वीदव्वाइं किं लोयस्स संखिज्जइभागे होज्जा जाव सव्वलोए वा होज्जा? एगं दव्वं पडुच्च नो संखेज्जइ भागे होज्जा असंखिज्जइभागे होज्जा नो संखेज्जेसु भागेसु होज्जा नो असंखेज्जेसु भागेसु होज्जा नो सव्वलोए होज्जा। एवं अवत्तव्वगदव्वाइं भाणियव्वाइं॥सू०८४॥

छाया—नैगमव्यवहारयोः आनुपूर्वीद्रव्याणि लोकस्य किं संख्येयतमभागे भवन्ति; असंख्येयतमभागे भवन्ति, संख्येयेषु भागेषु भवन्ति, सर्वलोके भवन्ति? एकं द्रव्यं प्रतीत्य संख्येयेषु भागेषु वा भवन्ति, असंख्येयतमभागे वा भवन्ति, संख्येयेषु भागेषु वा भवन्ति, असंख्येयेषु वा भवन्ति, सर्वलोके वा भवन्ति। नानाद्रव्याणि प्रतीत्य नियमात् सर्वलोके भवन्ति। नैगमव्यवहारयोः अनानुपूर्वीद्रव्याणि किं लोकस्य संख्येयतमभागे भवन्ति यावत् सर्वलोके वा भवन्ति? एकं द्रव्यं प्रतीत्य नो संख्येयतमभागे भवन्ति असंख्येयेषु भागेषु भवन्ति, नो असंख्येयेषु भागेषु भवन्ति, नो सर्वलोके भवन्ति, नानाद्रव्याणि प्रतीत्य नियमात् सर्वलोके भवन्ति। एवमवक्तव्यकद्रव्याणि भणितव्यानि॥सू०८४॥

टीका—'नेगमववहाराणं' इत्यादि—

---

अब सूत्रकार—तृतीय भेद के विषय मे कहते हैं—

"नेगम ववहाराणं" इत्यादि।

---

હવે સૂત્રકાર અનુગમના ત્રીજા ભેદ રૂપ ક્ષેત્રના વિષયમાં નીચે પ્રમાણે કથન કરે છે—'નેગમવવહારાણં" ઈત્યાદિ—

नैगमव्यवहारसम्मतानि आनुपूर्वीद्रव्याणि किं लोकस्य एकस्मिन् संख्येयतमे भागे भवन्ति=अवगाहन्ते ? १ किं वा एकस्मिन् असंख्येयतमे भागेऽवगाहन्ते?२ अथवा-किं संख्येयभागेषु भवन्ति अवगाहन्ते? ३ किमसंख्येयभागेषु भवन्ति-अवगाहन्ते? ४ अथवा-किं सर्वलोके भवन्ति? ५ इति पञ्चप्रश्नाः। उत्तरमाह-आनुपूर्वीद्रव्याणि=त्र्यणुकस्कन्धादीनि अनन्ताणुकस्कन्धान्तानि, तत्र-एकं द्रव्यं प्रतीत्य=सामान्यत एकं द्रव्यमाश्रित्य किमपि लोकस्य संख्येयतमभागे भवति,

---

शब्दार्थ—(नेगमववहाराणं आणुपुव्वी दव्वाइं) नैगम व्यवहार नय संमत अनेक आनुपूर्वी द्रव्य (लोगस्स) लोक के (किं) क्या (संखिज्जइभागे) १ संख्यातवें भाग में (होज्जा) अवगाहित हैं? या (असंखिज्जइभागे होज्जा २) असंख्यातवें भाग में अवगाहित हैं? (संखेज्जेसु भागेसु होज्जा) या ३ संख्यात भागों में अवगाहित हैं? या ४ (असंखेज्जेसु भागेसु होज्जा) असंख्यात भागों में अवगाहित हैं? या (सव्वलोए होज्जा?) ५ सम्पूर्ण लोकमें अवगाहित हैं?

उत्तर-(एगं दव्वं पडुच्च संखेज्जइभागे वा होज्जा, असंखेज्जइभागे वा होज्जा संखेज्जेसु भागेसु वा होज्जा; असंखेज्जेसु भागेसु वा होज्जा सव्वलोए वा होज्जा) त्र्यणुकादि अनन्ताणु स्कंधों में से सामान्य रूप से किसी एक द्रव्य की अपेक्षा करके कोई एक आनुपूर्वी लोक के संख्यातवें भाग में तथा कोई एक आनुपूर्वी द्रव्य लोक के असंख्यातवें भाग में रहता है तथा कोई एक आनुपूर्वी द्रव्य लोकके

---

શબ્દાર્થ-(नेगमववहाराणं आणुपुव्वीदव्वाइं) નૈગમ અને વ્યવહાર-નયસંમત અનેક આનુપૂર્વી દ્રવ્ય (लोगस्स किं संखिज्जइ भागे होज्जा) શું લોકના સંખ્યાતમાં ભાગમાં અવગાહિત છે? કે લોકના અસંખ્યાતમાં ભાગમાં અવગાહિત છે, કે (असंखिज्जइ भागे होज्जा २) લોકના અસંખ્યાતમાં ભાગમાં અવગાહિત છે, કે (संखेज्जेसु भागेसु होज्जा ३) સંખ્યાત ભાગોમાં અવગાહિત છે, કે (सव्वलोए होज्जा ?) સંપૂર્ણ લોકમાં અવગાહિત હોય છે?

ઉત્તર-(एगं दव्वं पडुच्च संखेज्जइ भागे वा होज्जा, असंखेज्जइ भागे वा होज्जा, संखेज्जेसु भागेसु वा होज्जा, असंखिज्जेसु भागेसु वा होज्जा, सव्वलोए वा होज्जा) ત્રણ પરમાણુવાળા (ત્રિપ્રદેશી) થી અનંત પર્યન્તનાં અણુવાળા સ્કંધો (અનંત પ્રદેશી સ્કંધો)માંથી સામાન્ય રૂપે કોઈ એક દ્રવ્યની અપેક્ષાએ કોઈ એક આનુપૂર્વી દ્રવ્ય લોકના સંખ્યાતમાં ભાગમાં અવગાહિત થઈને રહે છે, કોઈ એક આનુપૂર્વી દ્રવ્ય લોકના અસંખ્યાતમાં ભાગમાં રહે

लोकस्य संख्याततमभागमवगाह्य तिष्ठतीत्यर्थः १। तथा-किमपि लोकस्य असंख्येयतमे भागे भवति-तिष्ठति २। तथा-किमपि तु लोकस्य संख्येयेषु भागेषु भवति ३। तथा-लोकस्याऽसंख्येयेषु भागेषु भवति ४। तथा किमपि सर्वलोके भवति=सर्वलोकमवगाह्य तिष्ठति।

अयं भावः—अनन्तानन्तपरमाणुप्रचयनिष्पन्नमचित्तमहास्कन्धलक्षणम् आनुपूर्वीद्रव्यमेकं समयं सकललोकमवगाहते। ननु कथमयमचित्तमहास्कन्धः सकललोकमवगाहते? इति चेदाह-यथा-समुद्घातवर्तिकेवली सकललोकमवगाहते तथैवाचित्तमहास्कन्धोऽपि। तथाहि-लोकमध्यव्यवस्थितः समुद्घातवर्तिकेवली प्रथमसमये तिर्यगसंख्यातयोजनविस्तरं संख्यातविस्तरं वा ऊर्ध्वाधस्तु चतुर्दशर-

---

संख्यात भागों में तथा कोई एक आनुपूर्वी द्रव्य, लोक के असंख्यात भागों में और कोई एक आनुपूर्वी द्रव्य समस्त लोक में अवगाहित होकर रहता है। जैसे कि अनंतानंत पुद्गल परमाणुओं के समूह से निष्पन्न हुआ अचित्त महास्कंध। यह अचित्त महा स्कंधरूप आनुपूर्वी द्रव्य एक समय में सकल लोक को अवगाहित करता रहता है।

शंका— यह अचित्त महास्कंध सकललोक में कैसे अवगाहित हो जाता है?

उत्तर— जैसे समुद्घातवर्ती केवली सकल लोक में समा जाते हैं-उसी प्रकार से अचित्त महास्कंध भी सकल लोक में अवगाहित हो-जाता है- समा जाता है। अर्थात् लोक के मध्य में व्यवस्थित हुआ केवली जब समुद्घात करता है तो वह प्रथम समय में आत्मा के प्रदेशों को दण्डाकार रूप में परिणमाता है। यह दण्डाकार रूप परिणमन

---

છે, તથા કોઈ એક આનુપૂર્વી દ્રવ્ય લોકના સંખ્યાત ભાગોમાં રહે છે, કોઈ એક આનુપૂર્વી દ્રવ્ય લોકના અસંખ્યાત ભાગોમાં રહે છે, અને કોઈ એક આનુપૂર્વી દ્રવ્ય સમસ્ત લોકમાં અવગાહિત થઈને રહે છે જેમ કે અનંતાનંત પુદ્ગલ પરમાણુઓના સમૂહમાંથી નિષ્પન્ન થયેલો અચિત્ત મહાસ્કંધ તે અચિત્ત મહાસ્કંધ રૂપ આનુપૂર્વી દ્રવ્ય એક સમયમાં સકળ લોકને અવગાહિત કરી શકે છે.

પ્રશ્ન—તે અચિત્ત મહાસ્કંધ સકલ લોકમાં કેવી રીતે અવગાહિત થઇ જાય છે.

ઉત્તર જેવી રીતે સમુદ્ઘાતવર્તી કેવલી સકળ લોકમાં સમાઈ જાય છે-અવગાહિત થઈ જાય છે, એજ પ્રમાણે અચિત્ત મહાસ્કંધ પણ સકલ લોકમાં અવગાહિત થઈ જાય છે—સમાઈ જાય છે એટલે કે લોકની મધ્યમાં રહેલા કેવળી જ્યારે સમુદ્ઘાત કરે છે, ત્યારે પ્રથમ સમયે આત્મપ્રદેશોને દંડાકાર

र्ध्वायतं विस्रसापरिणामेन वृत्तं दण्डं करोति, द्वितीये कपाटं करोति, तृतीये मन्थानं करोति, चतुर्थेऽन्तरालपूरणेन सकललोकव्याप्तिं करोति, पञ्चमेऽन्तराणि संहरति, षष्ठे मन्थानं, सप्तमे कपाटम्, अष्टमे पुनर्दण्डं संहरति । ततः स्वावस्थां प्रतिपद्यते । एवमचित्तमहास्कन्धोऽपि समयमेकं सकललोकमवगाहते इति ।

तथा-नानाद्रव्याणि=आनुपूर्वीपरिणामयुक्तानि अनन्तानि द्रव्याणि प्रतीत्य=आश्रित्य द्रव्याणि नियमात्=नियमतः सर्वलोके भवन्ति=सकललोकमवगाहन्ते ।

उनका तिर्यक् में संख्यात योजन तक अथवा असंख्यात योजन तक विस्तृत होता है । तथा ऊर्ध्व और नीचे में १४राजु प्रमाण लंबा होता है । आत्मप्रदेशों का यह दण्डाकार रूप परिणमन स्वाभाविक होता है द्वितीय समय में उनके वे आत्मप्रदेश कपाट के आकार में परिणम जाते हैं । तृतीय समय में मंथान रूप हो जाते हैं । और चौथे समय में अन्तराल की पूर्ति कर वे सकल लोक में व्यास होजाते हैं पांचवें समय में अंतरालों को संकुचित कर छठवें समय में मन्थान का सातवें समय में कपाट का आठवें समय में दण्ड का संकोच कर अपने आप में समाजाते हैं- पूर्वावस्थापन्न हो जाते हैं । इसी प्रकार अचित्त महास्कन्ध भी एक समय में सकल लोक को व्यास कर लेता है । ( णाणादव्वाइं पडुच्च नियमा सव्वलोए होज्जा ) तथा आनुपूर्वी परिणाम युक्त अनंतद्रव्यों को आश्रित करके वे द्रव्य नियम से सर्वलोक में

રૂપે પરિણમાવે છે. તેમનું આ દંડાકાર રૂપ પરિણમન તિર્યગ્ લોકમાં સંખ્યાત યોજન સુધી અથવા અસંખ્યાત યોજન સુધી વિસ્તૃત થયેલું હોય છે, તથા ઉર્ધ્વ અને અધોભાગમાં ૧૪ ચૌદ રાજુપ્રમાણ લાંબું હોય છે. આત્મપ્રદેશોનું આ દંડાકાર રૂપ પરિણમન સ્વાભાવિક હોય છે. બીજા સમયમાં તેમના તે આત્મપ્રદેશો કપાટના આકારમાં પરિણમન પામે છે ત્રીજા સમયમાં મંથાનરૂપ થઈ જાય છે, અને ચોથા સમયમાં અન્તરાલની પૂર્તિ કરીને સકળ લોકમાં વ્યાપ્ત થઈ જાય છે. પાંચમા સમયમાં અંતરાલોને સંકુચિત કરીને છઠ્ઠા સમયમાં મંથાનને સંકુચિત કરીને, સાતમાં સમયમાં કપાટને અને આઠમાં સમયમાં દંડને સંકુચિત કરીને પોતાના શરીરમાં જ સમાઈ જાય છે એટલે કે પૂર્વાવસ્થામાં આવી જાય છે એજ પ્રમાણે અચિત્ત મહાસ્કંધ પણ એક સમયમાં સકળ લોકને વ્યાપ્ત કરી લે છે. (णाणादव्वाइं पडुच्च नियमा सव्वलोए होज्जा) તથા આનુપૂર્વી પરિણામ યુક્ત અનંત દ્રવ્યોની અપેક્ષાએ વિચાર કરવામાં આવે તો તે દ્રવ્યો સમસ્ત લોકમાં અવગાહિત છે. આ કથનનું

अयं भावः–सर्वलोकाकाशस्य नास्ति कोऽपि प्रदेशो यत्र सूक्ष्मपरिणामपरिणतानि अनन्तानि आनुपूर्वीद्रव्याणि न सन्ति, किन्तु सर्वत्र सन्ति। नत्वेतानि नानाद्रव्याणि संख्येयतमादिप्रदेशेषु सन्तीति। एवं नैगमव्यवहारसम्मताऽनानुपूर्व्यवक्तव्यकद्रव्यविषयेऽपि पञ्च पञ्च प्रश्नाः। उत्तरस्त्वेवं विज्ञेयः–एकं द्रव्य माश्रित्यानानुपूर्वीद्रव्यम् अवक्तव्यकद्रव्यं च लोकस्य असंख्येयतमभागे भवति,

---

अवगाहित हैं। तात्पर्य इसका यह है कि समस्त लोकाकाश का कोई भी प्रदेश ऐसा नहीं है कि जहां पर सूक्ष्म परिणाम से परिणत हुए अनंत आनुपूर्वी द्रव्य न हो। अर्थात् लोक में सर्वत्र आनुपूर्वी द्रव्य हैं। ये आनुपूर्वी अनेक द्रव्य लोक के संख्यातवें अथवा असंख्यातवें भाग में नहीं हैं। इसी प्रकार से नैगम और व्यवहारनय संमत अनानुपूर्वी और अवक्तव्यक द्रव्यों के विषय में भी पांच २ प्रश्न होते हैं जो (नेगमववहाराणं अणाणुपुव्वी दव्वाइं किं लोयस्स संखिज्जइ भागे, होज्जा जाव सव्वलोए वा होज्जा?) इन पदों द्वारा व्यक्त किये गये हैं। इन प्रश्नों का उत्तर भी (एगं दव्वं पडुच्च नो संखेज्जइ भागे, होज्जा, असंखिज्जइ भागे होज्जा नो संखेज्जेसु भागेसु होज्जा, नो असंखेज्जेसु भागेसु होज्जा नो सव्वलोए होज्जा) इनसूत्रांशों द्वारा इसप्रकार दिया गया है–कि एक द्रव्य को आश्रित करके अनानुपूर्वी द्रव्य और अवक्तव्यक द्रव्य लोक के असंख्यातवें भाग में अवगाहित

---

તાત્પર્ય એ છે કે સમસ્ત લોકાકાશનો કોઈ પણ પ્રદેશ એવો નથી કે જ્યાં સૂક્ષ્મ પરિણામથી પરિણત થયેલાં અનંત આનુપૂર્વી દ્રવ્યો ન હોય એટલે કે લોકમાં સર્વત્ર આનુપૂર્વી દ્રવ્યોનું અસ્તિત્વ છે તે અનેક આનુપૂર્વી દ્રવ્યો લોકના સંખ્યાતમાં અથવા અસંખ્યાતમાં ભાગમાં નથી પણ સમસ્ત લોકમાં છે, એમ સમજવું એજ પ્રમાણે નૈગમ અને વ્યવહાર નયસંમત અનાનુપૂર્વી દ્રવ્યો અને અવકતવ્યક દ્રવ્યોના વિષયમાં પણ પાંચ–પાંચ પ્રશ્નો પૂછી શકાય છે. જે પ્રશ્નો નીચેના સૂત્ર દ્વારા પૂછવામાં આવ્યા છે. (नेगमववहाराणं अणाणुपुव्वी दव्वाइं किं लोयस्स संखिज्जइभागे होज्जा, जाव सव्वलोए वा होज्जा?) નૈગમ અને વ્યવહાર નય સંમત અનાનુપૂર્વી દ્રવ્યો શું લોકના સંખ્યાતમાં ભાગમાં, કે સંખ્યાત ભાગોમાં કે અસંખ્યાત ભાગોમાં કે સમસ્ત લોકમાં અવગાહિત થઈને રહે છે?

ઉત્તર–"एगं दव्वं पडुच्च नो संखेज्जइ भागे, होज्जा, असंखेज्जइ भागे होज्जा नो संखेज्जेसु भागेसु होज्जा, नो असंखेज्जेसु भागेसु होज्जा. नो सव्वलोए होज्जा" જો એક દ્રવ્યની અપેક્ષાએ વિચાર કરવામા આવે તો અનાનુપૂર્વી દ્રવ્ય અને અવકતવ્યક દ્રવ્ય લોકના અસંખ્યાતમાં ભાગમાં જ અવગાહિત થઈને રહે છે, સંખ્યાતમાં ભાગમાં, સંખ્યાત ભાગોમાં, અસંખ્યાત

न तु संख्येयतमभागे। अनानुपूर्वीद्रव्यं हि परमाणुरुच्यते स चैकैकाकाशप्रदेशावगाढ एव भवति, अवक्तव्यद्रव्यं च द्व्यणुकस्कन्धः, स चैकप्रदेशावगाढो द्विप्रदेशावगाढो वा स्यादित्यनयोरसंख्येयभागवृत्तित्वमेव। नानाद्रव्याणि प्रतीत्य नियमात्सर्वलोकावगाहना पूर्ववद् बोध्या॥ सू० ८४॥

---

होकर रहते हैं। संख्यातवें भाग में नहीं। परमाणु अनानुपूर्वी द्रव्य है। वह आकाश के एकप्रदेश में ही अवगाहित- होकर रहता है। क्यों कि वह स्वयं एकप्रदेशी है। द्व्यणुक जो स्कंध है। वह अवक्तव्यक द्रव्य है। वह लोकाकाश के एक प्रदेश में भी रहता है और दो प्रदेश में भी रहता है। इस प्रकार इन दोनों की वृत्ति लोक के असंख्यातवें भाग में ही है, नाना अनानुपूर्वी और अवक्तव्यक द्रव्यों को आश्रित करके नाना अनानुपूर्वी द्रव्य और अवक्तव्यक नियम से समस्त लोकाकाश में रहते हैं। क्यों कि आकाश का कोई प्रदेश ऐसा नहीं है कि जहां पर इनका सद्भाव न हो।

भावार्थ–सूत्रकारने इस सूत्र द्वारा आनुपूर्वी आदि द्रव्यों के रहने के विषय में किये गये पांच प्रश्नों का उत्तर एक और नाना द्रव्यों को लेकर दिया गया है–वे पांच प्रश्न इस प्रकार से हैं–१ अनानुपूर्वी द्रव्य क्या लोक के संख्यातवें भाग में रहते हैं? २ या असंख्यातवें भाग में रहते हैं ३ या लोक के संख्यात भागों में रहते हैं? या ४ असंख्यात

---

ભાગોમાં કે સર્વલોકમાં અવગાહિત થઈને રહેતાં નથી પરમાણુ અનાનુપૂર્વી દ્રવ્યરૂપ છે. તે આકાશના એક પ્રદેશમાં જ અવગાહિત થઈને રહે છે બે અણુવાળો જે સ્કંધ છે તે અવકતવ્યક દ્રવ્યરૂપ છે. તે લોકાકાશના એક પ્રદેશમાં પણ રહે છે અને બે પ્રદેશમાં પણ રહે છે આ રીતે તે બન્નેની અવગાહના લોકના અસંખ્યાતમાં ભાગમાં જ છે. વિવિધ અનાનુપૂર્વી દ્રવ્યો અને અવકતવ્યક દ્રવ્યોની અપેક્ષાએ વિચાર કરવામાં આવે તો તેઓ સમસ્ત લોકાકાશમાં રહે છે, એમ સમજવું જોઈએ, કારણ કે આકાશનો કોઈ પણ પ્રદેશ એવો નથી કે જ્યાં તેમનો સદ્ભાવ ન હોય.

ભાવાર્થ–સૂત્રકારે આ સૂત્ર દ્વારા આનુપૂર્વી આદિ દ્રવ્યોની અવગાહના વિષે પૂછવામાં આવેલા પાંચ પ્રશ્નોનો ઉત્તર એક દ્રવ્ય અને અનેક દ્રવ્યોને અનુલક્ષીને આપ્યો છે તે પાંચ પ્રશ્નો નીચે પ્રમાણે છે–(૧) આનુપૂર્વી દ્રવ્યો શું લોકના સંખ્યાતમાં ભાગમાં રહે છે? અથવા (૨) અસંખ્યાતમાં

भागों में रहते हैं ४ या समस्त लोक में रहते हैं ? ५

उत्तर– पुद्ल द्रव्य का आधार यद्यपि सामान्य रूप से लोकाकाश ही नियत है तथापि–विशेष रूप से भिन्न २ पुद्गल द्रव्य के आधार क्षेत्र के परिमाण में अन्तर होता है, वही अन्तर इस उत्तर में प्रकट किया गया है– क्योंकि भिन्न २ व्यक्ति होते हुए भी पुद्गलों के परिमाण में विविधता है एक रूपता नहीं है। इसलिये यहां उनके आधार का परिमाण अनेक रूप से कहा गया है–सारांश यह है कि आधार भूत क्षेत्र के प्रदेशों की संख्या आधेयभूत पुगद्ल द्रव्य के परमाणुओं की संख्या से न्यून या उसके बराबर हो सकती है अधिक नहीं। इसलिये एक परमाणु रूप अनानुपूर्वी द्रव्य आकाश के एकही प्रदेश में स्थित रहता है। पर द्व्यणुक एक प्रदेश में भी ठहर सकता है और दो प्रदेश में भी। इसी प्रकार उत्तरोत्तर संख्या बढते बढते त्र्यणुक, चतुरणुक, यावत् संख्याताणुक स्कन्ध एक प्रदेश, दो प्रदेश, तीन प्रदेश यावत् संख्यात प्रदेश क्षेत्र में ठहर सकते हैं। संख्याताणु द्रव्य की स्थिति के लिये असंख्यात प्रदेश वाले क्षेत्र की आवश्यकता नहीं–पड़ती।

---

ભાગમાં રહે છે ? (૩) અથવા શું લોકના સંખ્યાત ભાગોમાં રહે છે ? (૪) અથવા શું લોકના અસંખ્યાત ભાગોમાં રહે છે ? (૫) અથવા શું સમસ્ત લોકમાં રહે છે.

ઉત્તર–પુદ્ગલ દ્રવ્યોના આધાર જો કે સામાન્ય રૂપે લોકાકાશ જ નિયત છે, છતાં પણ વિશેષ રૂપે ભિન્ન ભિન્ન પુદ્ગલદ્રવ્યના આધારક્ષેત્રના પરિમાણમાં અન્તર હોય છે, એજ અન્તર આ ઉત્તરમાં પ્રકટ કરવામાં આવ્યું છે–કારણ કે ભિન્ન ભિન્ન પદાર્થ હોવા છતાં પણ પુદ્ગલોના પરિમાણમાં વિવિધતા છે, એકરૂપતા નથી તેથી અહીં તેમના આધારનું પરિમાણ (પ્રમાણ) અનેક રૂપે કહેવામાં આવ્યું છે. આ કથનનો ભાવાર્થ એ છે કે આધારભૂત ક્ષેત્રના પ્રદેશોની સંખ્યા આધેયભૂત પુદ્ગલદ્રવ્યના પરમાણુઓની સંખ્યા કરતાં ન્યૂન અથવા તેના જેટલી જ હોઈ શકે છે, પણ અધિક હોઈ શકતી નથી તેથી એક પરમાણુ રૂપ અનાનુપૂર્વી દ્રવ્ય આકાશના એક જ પ્રદેશમાં રહે છે, પણ બે અણુવાળું અવક્તવ્યક દ્રવ્ય આકાશના એક પ્રદેશમાં પણ રહી શકે છે અને બે પ્રદેશમાં પણ રહી શકે છે. આ રીતે ઉત્તરોત્તર પરમાણુઓની અથવા પ્રદેશોની વૃદ્ધિ થતાં થતાં ત્રણઅણુવાળા, ચાર અણુવાળા યાવત્ સંખ્યાતાણુક સ્કંધ એક પ્રદેશમાં, બે પ્રદેશમાં, ત્રણ પ્રદેશમાં યાવત્ સંખ્યાત પ્રદેશ રૂપ ક્ષેત્રમાં-રહી શકે છે. સંખ્યાત અણુવાળા

सम्प्रति स्पर्शनाद्वाररूपं चतुर्थभेदमाह-

मूलम्-नेगमववहाराणं आणुपुव्वीदव्वाइं लोगस्स किं संखेज्जइभागं फुसंति? असंखेज्जइभागं फुसंति? संखेज्जे भागे फुसंति? असंखेज्जे भागे फुसंति? सव्वलोगं फुसंति?। एगं दव्वं पडुच्च लोगस्स संखेज्जइभागं वा फुसइ जाव सव्वलोगं वा फुसइ। णाणादव्वाइं पडुच्च नियमा सव्वलोगं फुसंति। णेगमववहाराणं अणाणुपुव्वीदव्वाइं लोयस्स किं संखिज्जइभागं फुसंति

असंख्याताणुक स्कंध एक प्रदेश से लेकर अधिक से अधिक अपने बराबर की असंख्यात संख्यावाले प्रदेशों के क्षेत्र में ठहर सकता है। अनंताणुक और अनंतानंताणुक स्कंध भी एक प्रदेश, दो प्रदेश इत्यादि क्रम से बढते २ संख्यात प्रदेश और असंख्यात प्रदेश वाले क्षेत्र में ठहर सकते हैं उनकी स्थिति के लिये अनन्त प्रदेशात्मक क्षेत्र की जरूरत नहीं है। पुगदूल द्रव्य का सबसे बड़ा स्कंध जिसे अचित्त महास्कंध कहते हैं और जो अनंतानंत अणुओं का बना हुआ होता है वह भी असंख्यात प्रदेश लोकाकाश में ही ठहर जाता है। इस प्रकार आनुपूर्वी आदि एक द्रव्य की अपेक्षा इस कथन को हृदय में धारण करके इस सूत्र को लगाना चाहिये। नाना द्रव्य की अपेक्षा इन समस्त द्रव्यों का अवगाहन समस्त लोकाकाश में है॥ सू० ८४॥

દ્રવ્યને રહેવા માટે અસંખ્યાત પ્રદેશોવાળા ક્ષેત્રની જરૂર પડતી નથી અસંખ્યાત અણુવાળો સ્કંધ એક પ્રદેશથી લઇને વધારેમાં વધારે પોતાના જેટલી જ અસંખ્યાત સંખ્યાવાળા પ્રદેશોના ક્ષેત્રમાં રહી શકે છે અનંત અણુવાળો અથવા અનંતાનંત અણુવાળો સ્કંધ પણ એકથી લઇને સંખ્યાત પર્યન્તના પ્રદેશવાળા અને અસંખ્યાત પ્રદેશોવાળા ક્ષેત્રમાં રહી શકે છે, તેને રહેવાને માટે અનંત પ્રદેશોવાળા ક્ષેત્રની આવશ્યકતા રહેતી નથી પુદ્ગલ દ્રવ્યનો સૌથી મોટો સ્કંધ કે જેને અચિત્ત મહાસ્કંધ કહે છે અને જે અનંતાનંત અણુઓનો બનેલો હોય છે, તે પણ લોકાકાશના અસંખ્યાત પ્રદેશોમાં જ રહી શકે છે. આ પ્રમાણે અનાનુપૂર્વી આદિ સ્કન્ધદ્રવ્યની અપેક્ષાએ આ કથનને હૃદયમાં ધારણ કરીને આ સૂત્રનો અર્થ સમજવો જોઇએ વિવિધ દ્રવ્યોની અપેક્ષાએ આ સમસ્ત દ્રવ્યોનું અવગાહન સમસ્ત લોકાકાશમાં છે. ।।સૂ૦૮૪।

जाव सव्वलोगं फुसंति? एगं दव्वं पडुच्च नो संखिज्जइ भागं फुसइ, असंखिज्जइ भागं फुसइ नो संखिज्जे भागे फुसइ, नो असंखिज्जे भागे फुसइ, नो सव्वलोयं फुसइ। नाणादव्वाइं पडुच्च नियमा सव्वलोयं फुसंति। एवं अवत्तव्वगदव्वाइं भाणियव्वाइं ॥सू० ८५॥

छाया—नैगमव्यवहारयोः आनुपूर्वी द्रव्याणि लोकस्य किं संख्येयतमभागं स्पृशन्ति? असंख्येयतमभागं स्पृशन्ति? संख्येयान् भागान् स्पृशन्ति? असंख्येयान् भागान् स्पृशन्ति? सर्वलोकं स्पृशन्ति?। एकं द्रव्यं प्रतीत्य लोकस्य संख्ये-

---

अब सूत्रकार स्पर्शनाद्वार नामक चतुर्थ भेद का कथन करते हैं-

"नेगमववहाराणं" इत्यादि।

शब्दार्थ-(नेगमववहाराणं आणुपुव्वी दव्वाइं लोगस्स किं संखेज्जइभागं फुसंति?) नैगमव्यवहारनय संमत अनेक आनुपूर्वी द्रव्य क्या लोक के संख्यातवें भाग का स्पर्श करते हैं? (असंखेज्जइभागं फुसंति) या असंख्यातवें भाग का स्पर्श करते हैं (संखेज्जे भागे फुसंति) या संख्यात भागों का स्पर्श करते हैं? (असंखेज्जे भागे फुसंति) या असंख्यात भागों का स्पर्श करते हैं? (सव्वलोगं फुसंति) समस्त लोक का स्पर्श करते हैं-?

उत्तर-(एगं दव्वं पडुच्च लोगस्स संखेज्जइभागं वा फुसइ जाव सव्व लोगं वा फुसइ) त्र्यणुक स्कंध से लेकर अनन्ताणु स्कंध

---

હવે સૂત્રકાર અનુગમના સ્પર્શના નામના ચોથા દ્વારનું નિરૂપણ કરે છે-

"नेगमववहाराणं" ઇત્યાદિ-

શબ્દાર્થ-(नेगमववहाराणं आणुपुव्वी दव्वाइं लोगस्स किं संखेज्जइ भागं फुसंति?) નૈગમ અને વ્યવહાર નયસંમત અનેક આનુપૂર્વી દ્રવ્યો શું લોકના સંખ્યાતમાં ભાગનો સ્પર્શ કરે છે? (असंखेज्जइ भागं फुसंति?) કે અસંખ્યાતમાં ભાગનો સ્પર્શ કરે છે? (संखेज्जे भागे फुसंति?) કે સંખ્યાત ભાગોનો સ્પર્શ કરે છે? (असंखेज्जे भागे फुसंति?) કે અસંખ્યાત ભાગોનો સ્પર્શ કરે છે? (सव्वलोगं फुसंति?) કે સમસ્ત લોકનો સ્પર્શ કરે છે?

ઉત્તર-(एगं दव्वं पडुच्च लोगस्स संखेज्जइभागं वा फुसइ जाव सव्वलोगं वा फुसइ) ત્રિઅણુક સ્કંધથી લઈને અનન્તાણુ સ્કંધ પર્યન્તના આનુ-

यतमभागं वा स्पृशति यावत् सर्वलोकं वा स्पृशति। नाना द्रव्याणि प्रतीत्य नियमात् सर्वलोकं स्पृशन्ति। नैगमव्यवहारयोरनानुपूर्वी द्रव्याणि लोकस्य किं संख्येयतमभागं स्पृशन्ति। यावत् सर्वलोकं स्पृशन्ति? एकं द्रव्यं प्रतीत्य नो संख्येयतमभागं स्पृशति, असंख्येयतमभागं स्पृशति, नो संख्येयान् भागान् स्पृशति, नो असंख्येयान् भागान् स्पृशति, नो सर्वलोकं स्पृशति। नाना द्रव्याणि प्रतीत्य नियमात् सर्वलोकं स्पृशन्ति। एवम् अवक्तव्यक द्रव्याणि भणितव्यानि॥सू०८५॥

---

तक के आनुपूर्वी द्रव्यों में से सामान्यतः कोई एक आनुपूर्वी द्रव्य लोक के संख्यातवें भाग की कोई एक लोक के असंख्यातवें भाग की कोई एक संख्यात भागों की कोई एक असंख्यात भागों की और कोई एक सर्व लोक की स्पर्शना करते हैं (णाणा दव्वाइं पडुच्च नियमा सव्वलोगं फुसंति) तथा नना आनुपूर्वी द्रव्य-अनन्त आनुपूर्वी परिणामयुक्त द्रव्य नियम से सर्वलोक की स्पर्शना करते हैं। (णेगमववहाराणं अणाणुपुव्वी दव्वाइं लोयस्स किं संखेज्जइ भागं फुसंति, जाव सव्वलोगं फुसंति?) नैगम व्यवहार नय संमत समस्त अनानुपूर्वी द्रव्यों में कोई एक अनानुपूर्वी द्रव्य क्या लोक के संख्यातवें भाग की स्पर्शना करते हैं?

उत्तर- (एगं दव्वं पडुच्च नो संखिज्जइभागं फुसइ, असंखिज्जइ भागं फुसइ नो संखिज्जे भागे फुसइ, नो असंखिज्जे भागे फुसइ, नो सव्वलोगं फुसइ) एक द्रव्य की अपेक्षा लेकर अनानुपूर्वी

---

पूर्वी द्रव्य લોકના સંખ્યાતમાં ભાગનો સ્પર્શ કરે છે, કોઈ એક આનુપૂર્વી દ્રવ્ય લોકના અસંખ્યાતમાં ભાગનો સ્પર્શ કરે છે, કોઈ એક આનુપૂર્વી દ્રવ્ય લોકના સંખ્યાત ભાગોનો, કોઈ એક આનુપૂર્વી દ્રવ્ય લોકના અસંખ્યાત ભાગોનો અને કોઈ એક આનુપૂર્વી દ્રવ્ય સમસ્ત લોકનો સ્પર્શ કરે છે. (णाणा दव्वाइं पडुच्च नियमा सव्वलोगं फुसंति) તથાવિવિધ આનુપૂર્વી દ્રવ્ય-અનંત આનુપૂર્વી પરિણામયુકત દ્રવ્ય નિયમથી સર્વલોકની સ્પર્શના કરે છે.

(णेगमववहाराणं आणाणुपुव्वी दव्वाइं लोगस्स किं संखेज्जइभागं फुसंति, जाव सव्वलोगं फुसंति?) નૈગમ અને વ્યવહાર નયસંમત સમસ્ત અનાનુપૂર્વી દ્રવ્યોમાંનું કોઈ એક અનાનુપૂર્વી દ્રવ્ય શું લોકના સંખ્યાતમાં ભાગની કે અસંખ્યાતમાં ભાગની, કે સંખ્યાત ભાગોની, કે અસંખ્યાત ભાગોની કે સમસ્ત લોકની સ્પર્શના કરે છે?

ઉત્તર-(एगं दव्वं पडुच्च नो संखिज्जइभागं फुसइ, असंखिज्जइ भागं फुसइ, नो संखिज्जे भागे फुसइ, नो असंखिज्जे भागे फुसइ, नो सव्व-

टीका—'नेगमववहाराणं' इत्यादि।

क्षेत्रद्वारवत् अत्राऽपि प्रश्नोत्तरप्रकारो बोध्यः। क्षेत्रस्पर्शनयो स्त्वयं विशेषः। परमाणुद्रव्यस्यावगाहना-एकस्मिन्नाकाशप्रदेशे भवति तत् क्षेत्रम्, स्पर्शना तु परमाणुद्रव्यस्य सप्तसु प्रदेशेषु, षड् दिग्व्यवस्थितान् षट्प्रदेशान् यत्र च स्वावगाहना तमपि प्रदेशं स्पृशति परमाणुद्रव्यम्।

द्रव्य लोक के संख्यात भाग की स्पर्शनता नहीं करता है। किन्तु असंख्यात भाग की ही स्पर्शना करता है। लोक के संख्यात भागों की वह स्पर्शना नहीं करता है, असंख्यात भागों की वह स्पर्शना नहीं करता है और न वह सर्वलोक की स्पर्शना करता है। ( नाणा दव्वाइं पडुच्च नियमा सव्वलोयं फुसंति ) नाना द्रव्यों की अपेक्षा वे अनानुपूर्वी द्रव्य नियमतः समस्त लोक की स्पर्शना करते हैं। ( एवं अवत्तव्वगदव्वाइं भाणियव्वाइं ) इसी प्रकार से नाना अवक्तव्यक द्रव्यों के विषय में भी जानना चाहिये।

भावार्थ- क्षेत्रद्वार की तरह यहां पर भी प्रश्नोत्तर का प्रकार जानना चाहिये। क्षेत्र के स्पर्शन में यह भेद है कि परमाणुद्रव्य की जो अवगाहना एक आकाश प्रदेश में होती है वह क्षेत्र है, तथा परमाणु की जो निवासस्थान रूप आकाश के चारों ओर के प्रदेशों को छूना होता है वह स्पर्शना है यह उत्कृष्ट स्पर्श-छूना परमाणु का आकाश

लोगं फुसइ ) એક અનાનુપૂર્વી દ્રવ્યની અપેક્ષાએ વિચાર કરવામાં આવે તો આ પ્રમાણે કથન સમજવું-એક અનાનુપૂર્વી દ્રવ્ય લોકના સંખ્યાતમાં ભાગની સ્પર્શના કરતું નથી, સંખ્યાત ભાગોની સ્પર્શના પણ કરતું નથી, અસંખ્યાત ભાગોની સ્પર્શના પણ કરતું નથી, અને સમસ્ત લોકની પણ સ્પર્શના કરતું નથી, પણ અસંખ્યાતમા ભાગની જ સ્પર્શના કરે છે. ( नाणादव्वाइं पडुच्च नियमा सव्वलोयं फुसंति ) વિવિધ દ્રવ્યોની અપેક્ષાએ વિચાર કરવામાં આવે તો તે અનાનુપૂર્વી દ્રવ્યો નિયમથી જ સમસ્ત લોકની સ્પર્શના કરે છે ( एवं अवत्तव्वगदव्वाइं भाणियव्वाइं ) એજ પ્રમાણે અવક્તવ્યક દ્રવ્યોની સ્પર્શના વિષે પણ સમજવું.

ભાવાર્થ-ક્ષેત્રદ્વારના જેવા જ અહીં પણ પ્રશ્નોત્તરના પ્રકાર સમજવા ક્ષેત્ર અને સ્પર્શનમાં એ ભેદ છે કે પરમાણુદ્રવ્યની અવગાહના જે એક આકાશપ્રદેશમાં થાય છે તે ક્ષેત્રરૂપ છે, તથા પરમાણુ વડે તેના નિવાસસ્થાન રૂપ આકાશના ચારે તરફના પ્રદેશોનો જે સ્પર્શ થાય છે તેનું નામ સ્પર્શના છે. પરમાણુનો તે ઉત્કૃષ્ટ સ્પર્શ આકાશના સાત પ્રદેશોમાં થાય છે. તે સાત

यत्तु सौगताः-परमाणुद्रव्यमादिमध्यान्त्यादिविभागरहितं निरंशमेकस्वरूपमिष्यते तस्य परमाणुद्रव्यस्य षड्दिक्स्पर्शनाऽभ्युपगमे तदेकत्वसिद्धान्तो नोपपद्यते-यदि येनैव स्वरूपेण परमाणुः पूर्वाद्यन्यतरदिशया सम्बद्धस्तेनैवान्यदिग्भिरित्युच्यते, तर्हि-अयं पूर्वदिक्सम्बद्धः, अयं चापरदिक्सम्बद्ध इत्यादि विभागो न स्यात्, एकस्वरूपत्वात्, यदि विभागाभाव एक इष्ट इत्युच्यते, तर्हि-

के सात प्रदेशों में होता है चारों दिशाओं के चार प्रदेश और ऊपर नीचे के दो एवं जहां उसकी अपनी अवगाहना है एक वह प्रदेश इस प्रकार ये सात प्रदेश हैं। 'इस स्पर्शना के विषय में जो बौद्धों का ऐसा कहना है कि परमाणु द्रव्य तो आदि मध्य, और अन्त आदि के विभाग से निरंश एक रूप है। फिर वह छह दिशाओं को स्पर्श करता है, ऐसा स्वीकार कैसे किया जा सकता है? यदि ऐसा स्वीकार किया जावे तो उसमें एकत्व का सिद्धान्त घटित नहीं हो सकता है क्यों कि जिस-स्वरूप से परमाणु पूर्वआदि किसी एक दिशा से सम्बध है यदि वह उसी स्वरूप से अन्य दिशाओं से भी सम्बद्ध है तो इस मान्यता में फिर ऐसा विभाग नहीं बन सकता कि यह परमाणु का पूर्व दिग् सबद्ध प्रदेश है यह अपर दिक्संबद्ध प्रदेश है। क्यों कि वह एकरूप स्वीकार किया गया है। अतः यह मानना चाहिये कि परमाणु जब सप्त प्रदेशों को छूता है तो उसमें विविध रूपता होने से वह एक रूप नहीं हो

પ્રદેશ નીચે પ્રમાણે છે-ચારે દિશાઓના ચાર પ્રદેશ, ઉપરનો એક પ્રદેશ, અને નીચેનો એક પ્રદેશ અને જ્યાં તેની પોતાની અવગાહના છે તે એક પ્રદેશ-આ રીતે તે વધારેમાં વધારે સાત આકાશપ્રદેશોનો સ્પર્શ કરે છે. આ સ્પર્શના વિષયમાં બૌદ્ધોની એવી જે માન્યતા છે કે પરમાણુ દ્રવ્ય તો આદિ, મધ્ય અને અન્ત આદિના વિભાગથી રહિત નિરંશ (અંશ રહિત)-એકરૂપ જ છે તો પછી એવો સ્વીકાર કેવી રીતે કરી શકાય કે તે છ દિશાઓનો સ્પર્શ કરે છે? જો એવો સિદ્ધાંત સ્વીકારવામાં આવે તો તેમાં એકત્વનો સિદ્ધાંત ઘટિત થઈ શકતો નથી, કારણ કે સ્વરૂપે પરમાણુ પૂર્વાદિ કોઈ એક દિશામાં સંબદ્ધ છે, એવાં જ સ્વરૂપે જો તે અન્ય દિશાઓ સાથે પણ સંબંધ હોય, તો આ માન્યતામાં એવો વિભાગ સંભવી શકતો નથી કે પરમાણુનો આ પ્રદેશ પૂર્વદિગ્ભાગ સાથે સંબદ્ધ છે અને આ પ્રદેશ પશ્ચિમ દિગ્ભાગ સાથે સંબદ્ધ છે, કારણ કે તેને તો નિરંશ રૂપે (એક રૂપે) સ્વીકારવામાં આવ્યો છે. તેથી એવું માનવું જોઈએ કે પરમાણુ સાત પ્રદેશનો સ્પર્શ કરતું હોવાથી તેમાં વિવિધ રૂપતા હોવાથી તે એકરૂપ હોઈ શકતું

षड्दिक्सम्बन्धकथनं विरुध्यते, यदि येन स्वरूपेण परमाणुः पूर्वाद्यन्यतरदिशया सम्बद्धस्तद्भिन्नभिन्नस्वरूपेणापरदिग्भिः संबध्यते इत्युच्यते तर्हि परमाणोः षट् स्वरूपापत्त्या एकत्वं हीयते, इति वदन्ति तन्न सम्यक्।

परमाणुर्द्रव्यतया निरंश एव, एक एव, तथापि परमाणोः परिणामशक्तिरचिन्त्याऽस्तीति तथाविधपरिणामसद्भावाद् दिक्षट्केन सह नैरन्तर्येणावस्थानं संभवतीति तस्य सप्तसु प्रदेशेषु स्पर्शना कथनं नानुपपन्नमिति ॥ सू० ८५॥

---

सकता है। यदि एक रूपता मानने के लिये विविध रूपतारूप विभाग का अभाव ही इष्ट रखा जावे तो फिर उसमें षड् दिक छ दिशाओंका संबंध कथन विरुद्ध पड़ता है। तात्पर्य इसका यह है कि परमाणु जिस स्वरूप से पूर्व आदि किसी एक दिशा के साथ संबद्ध है उसका वह निजरूप भिन्न है और अपर आदि दिशाओं के साथ संबद्ध स्वरूप भिन्न है तो फिर इस प्रकार स्वरूप में भिन्नता आने के कारण-छह स्वरूपता की आपत्ति का प्रसंग-हो जाने के कारण- उसमें एकत्व की हीनता ही आती है।

अतः बौद्धों का ऐसा कथन ठीक नहीं है- क्यों कि परमाणु द्रव्यरूप होने के कारण निरंश ही है एक ही है फिरभी परमाणु की परिमाण शक्ति अचिन्त्य है इसका कारण उस प्रकार के परिणाम के सद्भाव से छह दिशाओं के साथ उसका निरन्तर रूप अवस्थान संभवित है। इसलिये सात प्रदेशों में स्पर्श ना कथन अघटित नहीं है॥ सू० ८५॥

---

નથી જો એકરૂપતા માનવાને માટે વિવિધ રૂપતા રૂપ વિભાગનો અભાવ જ ઇષ્ટ માનવામાં આવે, તો તેમાં છ દિશાઓ સાથે સંબદ્ધ હોવાનું કથન વિરૂદ્ધ પડે છે આ કથનનો ભાવાર્થ એ છે કે પરમાણુ જે સ્વરૂપે પૂર્વાદિ કોઈ એક દિશાની સાથે સંબદ્ધ છે, તેનું તે નિજરૂપ ભિન્ન છે અને પશ્ચિમ આદિ દિશાઓની સાથે સંબદ્ધ સ્વરૂપ પણ ભિન્ન હોય તો આ રીતે સ્વરૂપમાં ભિન્નતા આવવાને કારણે છ પ્રકારના સ્વરૂપો માનવાનો પ્રસંગ પ્રાપ્ત થશે અને તે કારણે તેમાં એકત્વનો અભાવ આવવાનો પ્રસંગ પ્રાપ્ત થશે.

તેથી બૌદ્ધોની એ પ્રકારની માન્યતા સાચી નથી, કારણ કે પરમાણુ દ્રવ્ય રૂપ હોવાને કારણે નિરંશ જ છે-એક જ છે, છતાં પણ પરમાણુની પરિણામશકિત અચિંત્ય છે. તે કારણે તે પ્રકારના પરિણામના સદ્ભાવમાં છ દિશાઓની સાથે તેનું નિરંતર રૂપ અવસ્થાન સંભવિત છે. તેથી સાત દિશાઓમાં તેના સ્પર્શનું કથન અઘટિત (અનુચિત) નથી. ॥સૂ૦૮૫॥

उक्तं स्पर्शनाद्वारम्, इदानीं पञ्चमं कालद्वारमाह—

मूलम्—णेगमववहाराणं आणुपुव्वी दव्वाइं कालओ केवच्चिरं होई? एगं दव्वं पडुच्च जहण्णेणं एगं समयं उक्कोसेणं असंखेज्जं कालं, णाणादव्वाइं पडुच्च णियमा सव्वद्धा। अणाणुपुव्वी दव्वाइं अवत्तव्वग दव्वाइं च एवं चेव भाणियव्वाइं।सू.८६।

छाया—नैगमव्यवहारयोरानुपूर्वीद्रव्याणि कालतः कियच्चिरं भवन्ति? एकं द्रव्यं प्रतीत्य जघन्येन एकं समयम्, उत्कर्षेण असंख्येयं कालम्। नाना द्रव्याणि प्रतीत्य नियमात् सर्वाद्धा। अनानुपूर्वीद्रव्याणिअवक्तव्यक द्रव्याणि च एवमेव भणितव्यानि ॥सू० ८६॥

---

स्पर्शना द्वार को कह कर अब सूत्रकार पाँचवें कालद्वार का कथन करते हैं—"नेगमववहाराणं आणुपुव्वी दव्वाइं" इत्यादि।

शब्दार्थ—(नेगमववहाराणं आणुपुव्वी दव्वाइं) नैगम और व्यवहार इन दो नय संमत आनुपूर्वी द्रव्य (कालओ) काल की अपेक्षा से (केवच्चिरं) कितने काल तक (होई) आनुपूर्वी रूप से रहते हैं? (एगं दव्वं पडुच्च जहण्णेणं एगं समयं)

उत्तर—आनुपूर्वी द्रव्य एक आनुपूर्वी की अपेक्षा को लेकर कम से कम एक समय और (उक्कोसेणं असंखेज्जं कालं) अधिक से अधिक असंख्यात काल तक आनुपूर्वी रूप से रहता है। (णाणादव्वाइं पडुच्च णियमा सव्वद्धा) तथा नाना आनुपूर्वी द्रव्यों की अपे-

---

સ્પર્શનાદ્વારનું નિરૂપણ કરીને હવે સૂત્રકાર અનુગમના પાંચમાં ભેદ રૂપ કાળદ્વારનું કથન કરે છે—

"नेगमववहाराणं आणुपुव्वी दव्वाइं" ઇત્યાદિ—

શબ્દાર્થ—(नेगमववहाराणं आणुपुव्वी दव्वाइं) નૈગમ અને વ્યવહાર, આ બે નયસંમત આનુપૂર્વી દ્રવ્યો (कालओ) કાળની અપેક્ષાએ (केवच्चिरं) કેટલા કાળ સુધી (होई) આનુપૂર્વી રૂપે રહે છે?

ઉત્તર—(एगं दव्वं पडुच्च जहण्णेणं एगं समयं) એક આનુપૂર્વી દ્રવ્યની અપેક્ષાએ વિચારવામાં આવે તો એક આનુપૂર્વી દ્રવ્ય ઓછામાં ઓછા એક સમય સુધી અને (उक्कोसेणं असंखेज्जं कालं) વધારેમાં વધારે અસંખ્યાત કાળ સુધી આનુપૂર્વી રૂપે રહે છે, (णाणादव्वाइं पडुच्च णियमा सव्वद्धा) તથા વિવિધ આનુપૂર્વી દ્રવ્યોની અપેક્ષાએ વિચાર કરવામાં આવે તો અનેક આનુપૂર્વી દ્રવ્યોની સ્થિતિ સર્વકાળની હોય છે આ કથનનો ભાવાર્થ નીચે પ્રમાણે છે.

टीका—'णेगमववहाराणं' इत्यादि-

नैगमव्यवहारसम्मतानि आनुपूर्वीद्रव्याणि कालतः=कालमाश्रित्य कियच्चिरं=कियन्तं कालं भवन्ति?। आनुपूर्वीत्वपर्यायेण कियत्कालम् अवतिष्ठन्ते? इति प्रष्टुराशयः। सूत्रे 'होई' इत्येकवचनमार्षत्वात् उत्तरमाह—आनुपूर्वीद्रव्यम् एकं द्रव्यं प्रतीत्य=आश्रित्य जघन्यत एकं समयमवतिष्ठते, उत्कर्षतः असंख्येयं कालमवतिष्ठते। नानाद्रव्याणि=बहूनि आनुपूर्वीद्रव्याणि प्रतीत्य=आश्रित्य तु नियमत एषां सर्वाद्धा=सार्वकालिकी स्थितिर्भवति। अयं भावः—परमाणुद्वयादौ अपरैकादिपरमाणुमीलने सति अपूर्वं किंचिदानुपूर्वीद्रव्यमुत्पद्यते, ततः समयादूर्ध्वं पुनरन्ये-

क्षा लेकर अनेक आनुपूर्वी द्रव्यों की स्थिति सार्वकालिकी है तात्पर्य इसका यह है कि आनुपूर्वी द्रव्य का आनुपूर्वी द्रव्य रूप में रहने का जो एक समय रूप काल कहा गया है, वह इस प्रकार से है कि-परमाणुद्वय आदि में दूसरे एक आदि परमाणुओं के मिलने पर एक कोई अपूर्व आनुपूर्वी द्रव्य उत्पन्न हो जाता है बाद में एक समय के अनन्तर उसमें से एक आदि परमाणु के छूट जाने पर वह आनुपूर्वी द्रव्य उस रूप से अपगत (नष्ट) हो जाता है। इसलिये एक आनुपूर्वी द्रव्य की, अपेक्षा से आनुपूर्वी रूप में रहने का काल जघन्य से एक समय कहा गया है। और जब वही एक आनुपूर्वीद्रव्य असंख्यात काल तक आनुपूर्वी द्रव्य रूप में रहकर एक आदि परमाणु से वियुक्त होता है तब उसकी अवस्थितिका उत्कृष्ट समय असंख्यात का कहा गया है। अवस्थिति काल किसी भी एक

આનુપૂર્વી દ્રવ્યનો આનુપૂર્વી દ્રવ્યરૂપે રહેવાનો જે એક સમય રૂપ કાળ કહ્યો છે તે આ પ્રકારે કહ્યો છે—

પરમાણુ દ્વયણુઆદિમાં (બે પરમાણુમાં) કોઈ એક આદિ અન્ય પરમાણુ મળવાથી કોઈ એક અપૂર્વ દ્રવ્ય ઉત્પન્ન થઈ જાય છે ત્યાર બાદ એક સમય પછી તેમાંથી એક આદિ પરમાણુ વિયુક્ત (અલગ) થઈ જવાથી તે આનુપૂર્વી દ્રવ્ય તે રૂપમાંથી અપગત (નષ્ટ) થઈ જાય છે એટલે કે તે રૂપે રહેતું નથી તે કારણે એક આનુપૂર્વી દ્રવ્યની અપેક્ષાએ આનુપૂર્વી રૂપે રહેવાનો કાળ ઓછામાં ઓછો એક સમયનો કહ્યો છે. અને જ્યારે એજ એક આનુપૂર્વીદ્રવ્ય અસંખ્યાત કાળ સુધી આનુપૂર્વી દ્રવ્યરૂપે રહીને એક આદિ પરમાણુ રૂપે વિયુક્ત (અલગ) થઈ જાય છે ત્યારે તેની અવસ્થિતિનો ઉત્કૃષ્ટ સમય અસંખ્યાત કાળનો કહ્યો છે. કોઈ પણ એક આનુપૂર્વી દ્રવ્યનો અવ-

काद्यणो वियुक्ते सति तदानुपूर्वीद्रव्यमपगतं भवति, अत एकमानुपूर्वीद्रव्यमधिकृत्य जघन्यत एकः समयोऽवस्थितिकालः। यदा तु तदेवैकमानुपूर्वीद्रव्यमसङ्ख्यातकालं तद्भावेन स्थित्वाऽनन्तरोक्तस्वरूपेण वियुज्यते, तदा तस्य उत्कृष्टतोऽसंख्येयोऽवस्थितिकालः, नत्वनन्तोऽवस्थितिकालः, उत्कृष्टाया अपि पुद्गलसंयोगस्थितेरसंख्येयकालत्वात्। बहूनि आनुपूर्वीद्रव्याणि आश्रित्य तु एषामानुपूर्वीद्रव्याणां नियमतः सर्वाद्धा स्थिति र्बोध्या। यतो नास्ति कश्चित्तादृशः कालो यत्र कालेऽयं लोक आनुपूर्वीद्रव्यरहितो भवेदिति।

---

आनुपूर्वी द्रव्य का आनुपूर्वीरूप में रहने का काल अनन्त नहीं होता है। क्योंकि उत्कृष्ट भी पुद्गल संयोगस्थिति असंख्यात काल की ही होती है। अनेक आनुपूर्वी द्रव्यों की अपेक्षा तो इन आनुपूर्वीद्रव्यों की स्थिति नियमतः सर्व कालकी है। क्योंकि लोक में ऐसा कोई काल नहीं है कि जिसमें ये आनुपूर्वी द्रव्य नहीं हों। ( अणाणुपुव्वी दव्वाइं अवत्तव्वगदव्वाइं च एवं चेव भाणियव्वाइं ) अनानुपूर्वी द्रव्यों में और अवक्तव्यक द्रव्यों में भी जघन्य और उत्कृष्ट रूप काल एक द्रव्य और अनेक द्रव्यों की अपेक्षा लेकर पूर्वोक्त रूपसे ही जानना चाहिये। तात्पर्य यह है कि कोई एक परमाणु एक समय तक अकेला रहकर बाद में किसी दूसरे परमाणु से संश्लिष्ट हो जाता है। इसलिये एक आनुपूर्वी द्रव्य की अपेक्षा से उस अनानुपूर्वी रूप एक द्रव्य का अवस्थिति काल जघन्य से एक समय का और जब वही एक परमाणु

---

સ્થિતિકાળ (આનુપૂર્વી રૂપે રહેવાનો કાળ) અનંત હોતો નથી, કારણ કે ઉત્કૃષ્ટ પુદ્ગલસંયોગ સ્થિતિ પણ અસંખ્યાત કાળની જ હોય છે. અનેક આનુપૂર્વી દ્રવ્યોની અપેક્ષાએ તો તે આનુપૂર્વી દ્રવ્યોની સ્થિતિ નિયમથી જ સર્વકાલીન હોય છે, કારણ કે લોકમાં એવો કોઇ કાળ નથી કે જ્યારે આનુપૂર્વી દ્રવ્યોનું અસ્તિત્વ જ ન હોય.

(अणाणुपुव्वीदव्वाइं अवत्तव्वगदव्वाइं च एवं चेव भाणियव्वं') અનાનુપૂર્વી દ્રવ્યોમાં અને અવક્તવ્યક દ્રવ્યોમાં પણ એક દ્રવ્ય અને અનેક દ્રવ્યોની અપેક્ષાએ પૂર્વોક્ત જઘન્ય કાળ અને ઉત્કૃષ્ટ કાળ સમજી લેવો. આ કથનનો ભાવાર્થ નીચે પ્રમાણે છે. કોઇ એક પરમાણુ એક સમય સુધી એકલું રહીને ત્યાર બાદ કોઈ બીજા પરમાણુ સાથે સંશ્લિષ્ટ થઇ જાય છે તેથી એક અનાનુપૂર્વી દ્રવ્યનો અવસ્થિતિકાળ (અનાનુપૂર્વી દ્રવ્ય રૂપે રહેવાનો કાળ) ઓછામાં ઓછો એક સમયનો કહ્યો છે, અને જ્યારે એજ એક પરમાણુ

एवमेव-अनानुपूर्वीद्रव्याणि अवक्तव्यकद्रव्याणि च वक्तव्यानि। आनुपूर्वीद्रव्येषु अवक्तव्यद्रव्येषु च जघन्यत उत्कृष्टतश्चापि पूर्वोक्त एवावस्थानकालः।

अयं भावः-कश्चित्परमाणुरेकं समयमेकाकी स्थित्वा ततोऽन्येन परमाणुना संश्लिष्टो भवति। अत्र एकमनानुपूर्वीद्रव्यमधिकृत्य जघन्यत एकः समयोऽवस्थितिकालः। स एवैकः परमाणु र्यदा असंख्यातं कालं तद्भावेन स्थित्वाऽन्येन परमाणुना संश्लिष्यति, तदा उत्कृष्टतोऽसंख्येयोऽवस्थितिकालो भवति। नानाद्रव्याण्याश्रित्य तु पूर्ववदेव सर्वाद्धा स्थितिर्बोध्या।

परमाणुद्वयलक्षणमवक्तव्यकद्रव्यमपि यदा समयमेकं संयुक्तं स्थित्वा ततो वियुज्यते, तदवस्थमेव वा पुनरन्येन परमाणुना संयुज्यते, तदा तस्यावक्तव्यकद्रव्यतया, एकसमयलक्षणः कालस्तस्य जघन्यतोऽवस्थितिकालो बोध्यः। यदा तु

---

असंख्यात काल तक अकेले रहने की स्थिति में रहकर बाद में किसी दूसरे परमाणु से संश्लिष्ट हो जाता है तब उसका अवस्थितिकाल उत्कृष्ट से असंख्यात काल माना जाता है नाना द्रव्यों की अपेक्षा से इन अनानुपूर्वी द्रव्यों की अवस्थिति का समय सर्वकाल माना गया है क्योंकि लोक में ऐसा कोईसाभी समय नहीं है कि जिसमें ये अनानुपूर्वी द्रव्य न हों। एक परमाणुरूप द्रव्यरूप अवक्तव्यक द्रव्य भी जब एक समय तक संयुक्त रह कर फिर वियुक्त हो जाता है तब उसका अवस्थिति काल जघन्य से एक समय माना गया है, अथवा जब वह उसी स्थिति में एक समय तक रहते हुए किसी और दूसरे परमाणु से संयुक्त हो जाता है तब उसका अवस्थितिकाल जघन्य से एक समय का माना गया है। और जब वही अवक्तव्यक द्रव्य असंख्यात

---

અસંખ્યાત કાળ સુધી એકલું રહીને ત્યાર બાદ કોઈ બીજા પરમાણુની સાથે સંશ્લિષ્ટ થઈ જાય છે, ત્યારે તેનો અવસ્થિતિ કાળ અધિકમાં અધિક અસંખ્યાત કાળનો મનાય છે વિવિધ દ્રવ્યોની અપેક્ષાએ વિચારવામાં આવે તો તે અનાનુપૂર્વી દ્રવ્યોનો અવસ્થિતિકાળ સર્વકાલીન માનવામાં આવ્યો છે, કારણ કે લોકમાં એવો કોઈ સમય નથી કે જ્યારે આ અનાનુપૂર્વી દ્રવ્યોનું અસ્તિત્વ જ ન હોય.

બે પરમાણુ રૂપ એક અવક્તવ્યક દ્રવ્ય પણ જ્યારે એક સમય સુધી સંયુક્ત રહીને ત્યાર બાદ વિભક્ત થઈ જાય છે, ત્યારે તેનો જઘન્ય અવસ્થિતિ કાળ એક સમયનો માનવામાં આવે છે અથવા જ્યારે તે એજ સ્થિતિમાં એક સમય સુધી રહીને ત્યાર બાદ કોઈ એક બીજા પરમાણુ સાથે સંશ્લિષ્ટ

तदेवावक्तव्यकद्रव्यं असंख्यातं कालं तद्भावेन स्थित्वा विघटते, तदवस्थमेव वा पुनरन्येन परमाणुना संश्लिष्यति, तदा उत्कृष्टतो अवक्तव्यकद्रव्यतया असंख्यातकालस्तदवस्थितिकालो बोध्यः। नानाद्रव्याण्याश्रित्य तु पूर्ववत् सर्वाद्धाऽवस्थितिकालो बोध्यः ॥सू० ८६॥

सम्प्रति षष्ठमन्तरद्वारमाह–

**मूलम्–णेगमववहाराणं आणुपुव्वीदव्वाणं अंतरं कालओ केवच्चिरं होई? एगं दव्वं पडुच्च जहन्नेणं एगं समयं उक्कोसेणं अणंतं कालं, नाणादव्वाइं पडुच्च णत्थि अंतरं। णेगमववहाराणं अणाणुपुव्वीदव्वाणं अंतरं कालओ केवच्चिरं होई? एगं दव्वं पडुच्च जहण्णेणं एगं समयं उक्कोसेणं असंखेज्जं कालं, नाणादव्वाइं पडुच्च णत्थि अंतरं। णेगमववहाराणं अवत्तग-**

काल तक तद्भाव से स्थित रहकर फिर विघटित हो जाता है, अथवा जब वह उसी स्थिति में असंख्यात काल तक रहता हुआ बाद में किसी दूसरे परमाणु से संश्लिष्ट हो जाता है तब उत्कृष्ट से उसका अवक्तव्यक द्रव्य रूप से अवस्थिति काल असंख्यात काल प्रमाण माना जाता है। नाना अवक्तव्यक द्रव्यों की अपेक्षा इन अवक्तव्यक द्रव्यों का अवस्थिति काल सर्वकालिक माना गया है। क्योंकि लोक में ऐसा कोई भी समय नहीं है कि जिसमें इनकी अवस्थिति न हो ॥सू० ८६॥

થઇ જાય છે ત્યારે તેનો અવસ્થિતિ કાળ જઘન્યની અપેક્ષાએ એક સમયનો ગણાય છે, અને જ્યારે તે અવક્તવ્યક દ્રવ્ય અસંખ્યાત કાળ સુધી એજ સ્થિતિમાં રહીને ત્યાર બાદ વિઘટિત (વિભક્ત) થઇ જાય છે, એટલે કે જ્યારે તે એજ સ્થિતિમાં અસંખ્યાત કાળ સુધી રહે છે અને ત્યાર બાદ કોઈ બીજા પરમાણુ સાથે સંશ્લિષ્ટ (સંયુક્ત) થઈ જાય છે, ત્યારે તેનો અવક્તવ્યક દ્રવ્યરૂપે રહેવાનો કાળ (અવસ્થિતિ કાળ) અધિકમાં અધિક અસંખ્યાત કાળ-પ્રમાણ માનવામાં આવ્યો છે.

વિવિધ અવક્તવ્યક દ્રવ્યોની અપેક્ષાએ તે અવક્તવ્યક દ્રવ્યોનો અવસ્થિતિ કાળ (અવક્તવ્યક દ્રવ્યરૂપે રહેવાનો સમય) સર્વકાલીન કહ્યો છે. એટલે કે એવો કોઈ પણ સમય નથી કે જ્યારે તેમની અવસ્થિતિ (અસ્તિત્વ) જ ન હોય. ॥ સૂ૦ ૮૬ ॥

दव्वाणं अंतरं कालओ केवच्चिरं होई? एगं दव्वं पडुच्च जहन्नेणं एगं समयं उक्कोसेणं अणंतं कालं, नाणादव्वाइं पडुच्च णत्थि अंतरं ॥सू० ८७॥

छाया—नैगमव्यवहारयोरानुपूर्वी द्रव्याणामन्तरं कालतः कियच्चिरं भवति? एकं द्रव्यं प्रतीत्य जघन्येन एकं समयम्, उत्कर्षेण अनन्तं कालम्, नानाद्रव्याणि प्रतीत्य नास्ति अन्तरम्। नैगमव्यवहारयोरनानुपूर्वीद्रव्याणाम् अन्तरं कालतः कियच्चिरं भवति? एकं द्रव्यं प्रतीत्य जघन्येन एकं समयम्, उत्कर्षेण असंख्येयं

---

अब सूत्रकार अन्तरद्वारकी प्ररूपणा करते हैं

"णेगमववहाराणं" इत्यादि

शब्दार्थ-प्रश्न-(णेगमववहाराणं आणुपुव्वीदव्वाणं अंतरं कालओ केवच्चिरं होई)

प्रश्न-नैगम व्यवहारनय संमत आनुपूर्वी द्रव्यों का व्यवधान काल की अपेक्षा कितने काल का होता है? अर्थात् आनुपूर्वी द्रव्य आनुपूर्वी स्वरूप का परित्याग करके पुनः उस आनुपूर्वी स्वरूप को जितने काल के व्यवधान से प्राप्त करते हैं उस काल व्यवधान का नाम अर्थात् विरह काल का नाम अंतर है। यहां अंतर यह काल की अपेक्षा से शिष्य ने पूछा है। क्योंकि अंतर क्षेत्र की अपेक्षा से भी होता है। इसीलिये यहां उस क्षेत्र गत अंतर के परिहारार्थ काल पद का प्रयोग सूत्रकार ने किया है।

---

હવે સૂત્રકાર અન્તરદ્વારની પ્રરૂપણા કરે છે-"णेगमववहाराणं" ઇત્યાદિ-

શબ્દાર્થ-પ્રશ્ન-(णेगमववहाराणं आणुपुव्वीदव्वाणं अंतरं कालओ केवच्चिरं होई?) નૈગમ અને વ્યવહાર, આ બન્ને નયસંમત આનુપૂર્વી દ્રવ્યનું વ્યવધાન (અંતરવિરહકાળ) કાળની અપેક્ષાએ કેટલા કાળનું હોય છે? આનુપૂર્વી દ્રવ્ય આનુપૂર્વી સ્વરૂપનો ત્યાગ કર્યા બાદ ફરીથી તે આનુપૂર્વી દ્રવ્યરૂપ સ્વરૂપને જેટલા કાળના વ્યવધાન (આંતર) બાદ પ્રાપ્ત કરે છે, તે વ્યવધાન કાળનું નામ અથવા વિરહકાળનું નામ અંતર છે અહીં શિષ્યે કાળની અપેક્ષાએ તે અંતરના વિષયમાં પ્રશ્ન પૂછયો છે. ક્ષેત્રની અપેક્ષાએ પણ અંતર હોઈ શકે છે, પણ અહીં ક્ષેત્રની અપેક્ષાએ અંતર પૂછયું નથી અહીં તો કાળની અપેક્ષાએ અંતર પૂછયું છે. તેથી જ અહીં "कालओ केवच्चिरं" આ સૂત્રપાઠ મૂકયો છે.

